# રચનાત્મક કાર્યક્રમ

રચનાત્મક કાર્યક્રમ એ સત્ય અને અહિંસામય સાધનો વડે કરેલી પૂર્ણ સ્વરાજ્યની રચના છે. નવજીવનનો એ જીવનક્રમ છે. એનાં અંગો નીચે પ્રમાણે છે.

૧. **કોમી એકતા**—તોડી ન તૂટે એવી હાર્દિક એકતા.

૨ **અસ્પૃશ્યતા નિવારણ** - સૌથી કાળો દાઘ અને સૌથી મોટો શાપ.

૩. **દારૂબંધી**—આત્મશુદ્ધિ એ જ ટકાઉ અને સંગીન મુક્તિ છે.

૪. **ખાદી**—સર્વ પ્રજાજનોની આર્થિક સ્વતંત્રતા ને સમાનતાના આરંભની સૂચક છે.

૫. **બીજા ગ્રામઉદ્યોગો**—ખાદીના અનુચર જેના વિના ગામડાંની અર્થવ્યવસ્થા સંપૂર્ણ થઈ શકે જ નહિ.

૬. **ગ્રામસફાઈ**—રાષ્ટ્રીય કે સામાજિક સફાઈની ચીવટનો ગુણ આપણામાં નથી.

૭. **'નઈ' તાલીમ**—ગામડાંના બાળકોને ઘડી ઘડીને નમૂનેદાર ગ્રામવાસી બનાવવા માટે.

૮. **પ્રૌઢ શિક્ષણ**—એટલે મૌખિક શિક્ષણ વાટે પ્રૌઢ માણસોને રાજકારણ વિષે સાચું જ્ઞાન આપવું.

૯. **સ્ત્રીઓની ઉન્નતિ**—આપણે એમ સમજ્યા નથી કે સેવાકાર્યમાં સ્ત્રી એ પુરુષની ખરેખરી સહચરી હોવી જોઈએ.

૧૦. **આરોગ્ય અને શૌચની કેળવણી**—સુવ્યવસ્થિત સમાજમાં નાગરિકો આરોગ્ય અને શૌચના નિયમો જાણે છે ને પાળે છે.

૧૧. **રાષ્ટ્રભાષાનો પ્રચાર**—અખિલ ભારતના પરસ્પર વ્યવહાર માટે.

૧૨. **સ્વભાષા પ્રેમ**—એકે એક પગલું તેના પૂરા મહત્ત્વ સાથે સમજવા માટે.

૧૩. **આર્થિક સમાનતા**—અહિંસક અને પૂર્ણ સ્વરાજ્યની મુખ્ય ચાવી. એથી ખોબા જેટલા ધનિક માણસો નીચે ઊતરે અને અધભૂખ્યાં નાગાં કરોડો ઊંચાં ચઢે.

૧૪. **આદિવાસી કાર્ય**—છૂટા રખાએલાં આપણાં જ ભાઈ બહેનો.

# પ્રસ્તાવના

" વિદ્યાર્થીઓ ભવિષ્યની આશા છે......દેશના ભાવી નેતાઓ વિદ્યાર્થીઓમાંથી થવાના છે. " આ હિંદના અનુપમ મિત્ર, મુની અને માર્ગદર્શકની વિદ્યાર્થીઓ અંગેની ખૂલ્લી શ્રદ્ધા અને તેમની પ્રત્યેનો પ્રચંડ પડકાર છે. આવી આશા અને શ્રદ્ધાને વિદ્યાર્થીઓ યોગ્ય કેમ થઈ શકશે ! આ વિશાળ અને સમગ્ર ક્રાંતિમાં દરેક વિદ્યાર્થી શું ભાગ ભજવશે ? —એ પ્રશ્ન દરેક વિદ્યાર્થીએ પોતાને હમેશાં પૂછવો રહ્યો.

' નવયુગ ઘડવૈયા માળા 'ના પહેલા મણકા તરીકે અમે વિદ્યાર્થીઓ સમક્ષ મહાત્માજીના ' વારસદાર 'ના જ શબ્દો મૂકીએ છીએ. એ બોધદાયક અને પ્રેરણામય છે અથવા હોવા જોઈએ એ કહેવાની જરૂર નથી. વિદ્યાર્થીઓ એ પ્રમાણે વર્તે અને પોતાના સ્વપ્નાઓનો સાક્ષાત્કાર કરે. કર્મ જ મહત્વનું છે કારણ કે કાર્ય અને નહિ કે કહેવું અથવા વાંચવું એ જ ભાગ્ય છે. ત્યાર પછી જ, જ્યાં કાર્ય અથવા મૃત્યુ એ તેમની સામે હોઇ શકે એવા અદેખાઇ આવે એવા સ્થાને વિદ્યાર્થીઓ પોતાને મૂકી શકશે.

જે કાર્ય કરવાનું છે તે ખરે જ પ્રચંડ છે. અને યુવક જેને યોગ્ય રીતે દેશના ભાવીનો ઘડવૈયો કહેવામાં આવ્યો છે, તેને વિઘ્ન કરતાં બળો હટાવતાં જઈ, પોતાના વહાલથી સેવેલા ધ્યેયને પહોંચવા માટે પૂર્ણ અને સંયોજિત રીતે સાધન સંપન્ન થવું જોઇએ. અહીં તેમને આપણી મૂળ ત્રુટીઓનું નિદાન કરી તેનો ઇલાજ કરી નવ-યૌવનિત હિંદનું નિર્માણ કરવા માટે કાંઇક રીતે તેમને મદદ કરી શકે એવી વસ્તુ એમને મળી શકશે.

અમારી આ માળાની દૃષ્ટિ અને ભૂમિકાને: આ પુસ્તિકા કેટલે અંશે બંધબેસ્તી છે એનો ન્યાય કરવાનું અમે વિદ્યાર્થીઓ ઉપર છોડી દઇએ છીએ. એની સફળતા તેનો ખ્યાલ આપશે. વિદ્યાર્થીઓનો વિવેકયુક્ત જવાબ અમને અમારા પ્રયાસમાં ઉત્તેજીત કરશે.

આ પુસ્તિકા માટે આદિવચન લખી આપી અમને શ્રી મગનભાઈ દેસાઇએ જે માન આપ્યું છે તે બદલ અમે એમનાં અત્યંત ઋણી છીએ.

અમારા હિંદોસ્તાં પ્રકાશન

# નવયુગ ઘડવૈયા ગ્રંથમાળા

આજે આપણે સંક્રાન્તિકાળમાં છીએ. એવા યુગમાં જેમ સ્વાભાવિક રીતે બને છે તેમ જૂની જીવન પદ્ધતિ ખતમ થવા આવી છે અને નવીની શરૂઆત થઈ છે.

યુવાન એ સમાજનું વધુ શક્તિશાળી અંગ અને સૌથી જીવંત તત્વ છે. તેથી નવયુગનું નિર્માણ કરવામાં તે સૌથી લાયક છે.

આપણુ હિંદીઓને માથે, સંક્રાન્તિકાળમાં સહજ આવતાં જોખમો ઉપરાંત, ગુલામ પ્રજા તરીકેની આપણી દશામાંથી નીપજતાં અનિષ્ટો વધુમાં રહેલાં છે. આથી, હિંદી યુવકની જવાબદારી બેવડી બને છે, અને તેનું કામ પરિણામે વધે છે અને વધારે અઘરું થાય છે.

કેટલાંક ઐતિહાસિક તથા બીજાં બળો, પ્રક્રિયાઓ અને વ્યક્તિઓએ થઈને જૂના જીવનક્રમને ઉખેડી કાઢવાનું કામ ઈશ્વરકૃપાએ કરી દીધું છે. હવે આપણે એવા તબક્કા ઉપર આવ્યા છીએ કે જ્યારે આપણને વધુ સક્રીય રચનાત્મક અને કાયમી કિંમતની વસ્તુની જરૂર છે. કેમ કે સર્વવ્યાપી અરાજકતા પછી હવે વ્યાપક નવું પુનઃમૂલ્યાંકન આવવું જોઈએ.

નવી વ્યવસ્થાનું સ્વરૂપ અને કેમ કરી તે વહેલી આવે એ, આપણાં યુવાન સ્ત્રી પુરુષોનાં પ્રયત્નનાં ગુણ અને કદ નક્કી કરશે. આવો પ્રયત્ન નિશ્ચિત દિશાસૂચન અને દૃઢપણું માંગી લે છે. આ માળામાં રજૂ થતા વિચારો ઉપર જણાવેલી દૃષ્ટિ અને ભૂમિકા પ્રમાણે હશે.

તેથી એના મણકાઓ વિદ્યાર્થી જીવનની બાબતો, તેમના પ્રશ્નો ને તેમનાં કાર્યોને અંગેના વિષયો ચર્ચનારા હશે. અમારા આ નમ્ર પ્રયત્નમાં ઊણપો તો હશે; પરંતુ, ઉપર કહેલા તરત કરવાના અને મહત્વના કાર્યમાં, સમાજનો આપણો ઉત્તમ અને સૌથી વધુ આશા આપતો અંશ પોતાથી બનતો બધો ફાળો આપે એમાં અમારો આ પ્રયાસ જરા પણ મદદરૂપ થાઓ એજ પ્રાર્થના.

---

# આદિવચન

યુવકોના લાડીલા નેતા પંડિત જવાહરલાલજીના વ્યાખ્યાનને તે વળી આદિવચનની જરૂર હોય ! પણ તેના પ્રકાશક આદિવચન મૂકવાનો જે ધારો પડતો જતો લાગે છે, તેને સાચવવા માગે છે, અને તે લખી આપવાને મને પકડે છે. મિત્રના આગ્રહને વશ થઈને જ આ ધૃષ્ટતા હું કરી શકું છું.

પોતાના દેશ માટે કાંઈને કાંઈ કરવા ઇચ્છનારા યુવકને—અને કયો યુવક એવો હશે કે જે તેમ નહિ ઇચ્છતો હોય !—પંડિતજી જેવા ઊમદા સલાહકાર ઓછા જ મળી શકે. પંડિતજી સદા-વિદ્યાર્થી છે અને ઉંમર વધતાં છતાં ઉદ્યમ, ઉત્સાહ અને ધગશ તથા કાર્યમાં સદા-યુવાન છે. એમની સલાહ આપણા સૌને ટૂંકી જ છે કે, આપણે પણ સદા-વિદ્યાર્થી અને સદા-યુવાન બનીએ, અને જે ભારે જવાબદારી ભર્યો બોજો આપણ સૌને માથે આજે છે, તે ઊંચકવામાં પોતપોતાનો હાથ અને ખભો ધરીએ.

પણ આ બોજો શો છે તે આપણે સમજવો જોઈએ; એમ કરવું એ વિદ્યાર્થીનો ખાસ અધિકાર છે. એચ જી, વેલ્સ એક જગાએ (જરા કટાક્ષથી) વિદ્યા-ને 'અંડરગ્રેજ્યુએટ ઇન્ટેલિજન્સ'—અપક્વબુદ્ધિનો કહ્યો છે. પંડિતજી આ વસ્તુના તથ્યને પોતાની રીતે નીચેના શબ્દોમાં સ્વીકારે છે.

'જે ઉંમરે તદન તર્કશુદ્ધ વિચાર તમે ન કરો એવી યુવાનીમાં પગ મૂકો છો...જીવનના ઊંબરા ઊપર તમે છો એટલે એક રીતે તમે વિચારસૃષ્ટિના પણ ઊંબરે જ છો.'

અને તેથી જ સમજીને, વિચારી જોઈને આપણે આપણો માર્ગ નક્કી કરવો જોઈએ; અને તે કૂપમંડુકતાથી નહિ, પણ સમગ્ર જગતની માનવ-ભૂમિકામાં.

આજે આપણા દેશમાં કેટલીક વસ્તુઓ એ જ ઢબે ઉકેલવા કેટલાક દાયકાઓ દરમિયાન સારી પેઠે છણાઈ છે, અને એ મંથનને પરિણામે કાર્ય-સિદ્ધાંત રૂપે પકડાઈ ચૂકી છે, ને અમલને માટે રાહ જુએ છે. મહાસભાનો રચનાત્મક કાર્યક્રમ આવી એક સૌથી આગળ પડતી વસ્તુ છે. હિંદની આઝાદીની આકાંક્ષા જ નહિ, આપણા રાષ્ટ્રીય ઘડતરની અનેક કચાશો અને દોષોમાં તેનાં મૂળ રહેલાં છે, અને તેનો યથાશક્તિ અમલ કરવાને માટે તત્પર થવું ઘટે. પંડિતજીના આ વ્યાખ્યાનમાં જે કહ્યું છે તે કેવળ વાચન કે નકામી દલીલબાજી માટે નથી. કાર્યમાં પ્રેરે એવા સંગીન વિચારને તે માગે છે. કોણ કહેશે કે, આ બહુ કીમતી અને વેળાસરની સલાહ નથી ?

રાષ્ટ્રભાષા હિંદુસ્તાની અને માતૃભાષાનો ઉત્કર્ષ એ બે બાબતો વિદ્યાર્થીનાજ ક્ષેત્રમાં આવતી ગણાય. તે બે ભાષાઓ વગર જે નવયુગ આપણે હિંદમાં ઘડવા માગીએ છીએ. તેનો વિચાર જ પરાયો રહી જઇ પાંગળો બનશે.

'નવયુગ ઘડનૈયા માળા'ના પ્રકાશક તે માળાને આ બે ભાષાઓમાં (ને હિંદુસ્તાની ને નાગરી ઉર્દૂ બેઉ લિપિથી) ચલાવવા ધારે છે, એ સારી વાત છે. એનો પ્રારંભ કરવા માટે આ યોગ્ય ચોપડી ગણાય. નવયુગ ઘડતરમાં એ મદદરૂપ બનો. એજ.

મુંબઈ, ૨–૧૦–૪૪

Maganbhai Desai

---

# પ્રવેશક

આજે આખી દુનિયા એક મોટી ઉથલપાથલમાં સંડોવાઇ છે. અને એ પરિસ્થિતિમાંથી ઉદ્દભવતી વ્યથાઓને નવયુગના જન્મની વેદનાઓ જેવી વર્ણવવામાં આવી છે. આવા મોટા પરિવર્તનના અગ્રણીઓ યુવાનોને માનવામાં આવે છે અને આપણે જોઇએ છીએ કે નવસર્જનના કાર્યમાં સમાજના બીજા કોઇ પણ અંગ કરતાં યુવાનોએ વધુ હાળો આપ્યો છે.

આ પ્રક્રિયા હજી ચાલુ જ છે. નવરચનાના કઠોર પંથે આગળ વધશે તેમ તે વધુ વિકટ થવાની. તેમાં તે સર્વ પાસેથી વધુ પ્રયત્નો અને બલિદાનો માંગવાની. સમાજના જીવંત અંગ તરીકે વિદ્યાર્થીઓએ એ કાર્ય માટે સુસજ્જ તૈયાર રહેવું જોઇએ, એ માટેની કેળવણી તેમના લાડીલા પંડિતજી કરતાં બીજા કોણ પાસેથી વધુ સારી મળી શકશે!

જવાહરલાલ હિંદના એક જનમાન્ય, વિશ્વસનીય અને પ્રિય નેતા છે. સદા-યુવાનનું લોહી એમની નસેનસમાં વહે છે. એમનું મન ખુલ્લું છે. બુદ્ધિ તિવ્ર છે અને અભ્યાસ ઊંડો છે. હિંદમાં શ્રમજીવી કરોડોના કલ્યાણ માટે એમની નિખાલસતા અને ધગશ અત્યંત છે. એમણે કાર્યપરાયણ જીવન વિતાવ્યું છે, શ્રદ્ધાપૂર્વક ચિવટાઇથી પોતાના માર્ગે દૃઢ રહ્યા છે અને જીવનના પરમ સાધ્ય કરતાં બીજું કાંઇ પણ વધુ મૂલ્યવાન નહિ ગણતાં જીવનયાત્રામાં એ માર્ગે ઝંપલાવ્યું છે. આવી વ્યક્તિના વચનો મદદકર્તા અને પ્રેરક થવાં જ જોઇએ.

અહિં એ એવા ધ્યેયનો નિર્દેષ કરે છે જેને વિદ્યાર્થીઓએ પોતાનું બનાવવું જોઇએ. જે પ્રશ્નો ઉકેલ માગી રહ્યા છે તેની ગણના કરી છે અને ચોક્કસ કાર્યોનું નિરૂપણ પણ કરે છે. હિંદની પરિસ્થિતિનું વિશ્લેષણ કરી જગતની ભૂમિકા પણ સ્પષ્ટ દેખાડે છે—જો કે ઐતિહાસીક ભૂમિકાનું નિરૂપણ તેટલા પ્રમાણમાં નથી. એમાં વિદ્યાર્થીઓ માટે, તેમના કાર્ય માટે અને તે કરવાના સાધન વિષે અને વિદ્યાર્થી આન્દોલન માટે શબ્દો ઉચ્ચારવામાં આવ્યા છે.

આપણે તો આખી દુનિયાને માટે આઝાદી અને લોકશાસન જોઇએ છે. આ દેખઇતું જ સાધ્ય છે. અને ૧૯૪૨ ના ઐતિહાસીક ઠરાવનો તે એક પાયો પણ છે. એવો કોઈ વિદ્યાર્થી મળશે કે જે એની ઝંખના ન કરતો હોય અથવા એને માટે ધગશ ન રાખતો હોય તેમજ તેને માટે સર્વસ્વ અર્પી દેતા અચકાતો હોય? આમ એ ધ્યેય વસ્તુગત તેમજ આત્મગત દૃષ્ટિએ યોગ્ય જ છે.

અસંખ્ય અને અસાધારણ પ્રશ્નોમાં આપણી સ્વતંત્રતાનો, ગરિબાઇનો, બેકારીનો, લોકશાસનનો અને દુનિયામાં બીજે ઠેકાણે પણ અસ્તિત્વ ધરાવતા હોય એવા પ્રશ્નો આવી જાય છે.

વિદ્યાર્થીઓ 'વિચારસૃષ્ટિના પ્રવેશદ્વારે' છે તેથી તેમને 'ઉંબરા ઉપરના એ સ્થળનો ઉપયોગ' કરવો જોઇએ; નહિ તો એમને લાગશે કે 'વિચાર કરીને વિવિધ પ્રશ્નોનું નિરાકરણ કરવાની તક તમે ગુમાવી દીધી છે.' એટલે કે વિદ્યાર્થીઓએ પહેલેથી જ સ્વતંત્ર વિચાર કરવાની ટેવ પાડવી જોઇએ. જ્યારે તેમની પ્રકૃતિ તાજી અને બંધન-મુક્ત હોય ત્યારે તેઓ આ વધુ સહેલાઇથી કરી શકે છે.

કોઇ પણ પ્રશ્નના ઉકેલ માટે 'પહેલાં આપણે આપણો પ્રશ્ન બરાબર સમજી લેવો જોઇએ અને એની સ્પષ્ટ વ્યાખ્યા આપણી નજર સમક્ષ રાખી દેવાની છે.' કોઈ પણ પ્રશ્નનો ઊંડાણથી અને સમગ્ર રીતે વિચાર કરવા માટે આપણે વધારે ઊંડા ઉતરવાનો પ્રયત્ન કરવો જોઇએ! ઉપર ઉપરની સમજણ અને ઉતાવળિયા નિર્ણય નિશ્ચિત નુકશાન કરે છે.

[illegible]ઓએ 'વિદ્યાર્થી દૃષ્ટિબિંદુ બનાવી રાખવું જોઇએ.' કારણ કે 'જો તમારે ઝાઝું શીખવું હોય તો શાળાઓ અને મહાવિદ્યાલયોમાં, તમે ઝાઝું નહિ શીખી શકો એ તો દેખીતું છે.' 'મગજને ચોક્કસ પ્રકારની તાલીમ અને જ્ઞાનસંપાદન માટેની આદત જે તે આપે છે તે અહણ કરી લેવી જોઇએ અને પછીના જીવનમાં તે શ્રમપૂર્વક અને ધિરજથી ચાલુ રાખવી જોઇએ—આ બધું વ્યક્તિગત અનુભવને પ્રતાપે.

આત્મજ્ઞાન માટે સખ્ત શ્રમની જરૂર છે અને આપણને યોગ્ય ચેતવણી પણ મળે છે કે, ' તમે તનતોડ મહેનત કર્યા વિના કાંઇ પણ સિદ્ધિ પ્રાપ્ત કરવા ધારતા હો તો તે તમારી ગંભીર ભૂલ છે. '

એમની રહસ્ય પારખી કાઢવાને ટેવાયેલી આંખોથી જવાહરલાલજીએ વિદ્યાર્થીના સામૂહિક પ્રયત્નનો નબળો પાસો તુરત શોધી કાઢ્યો છે. ' તમારો દૃષ્ટિકોણ સંકુચિત હોવાનું મને જણાયું છે, ' એ એમની ફરિયાદ છે અને એ સાચી છે. સંકુચિતતા અને કૂપમંડુકતાએ જેમ દેશના કાર્યને નૂકશાન કર્યું છે તેમ વિદ્યાર્થી આન્દોલનને પણ ન ગણાવી શકાય એવું નૂકશાન કર્યું છે. વ્યાપક દૃષ્ટિકોણના અભાવે મૂળ મુદ્દાઓને અને પાસાઓને ગૂંચવાવ્યા છે અને એ રીતે યથાર્થ દર્શનના અભાવમાં પરિણમ્યું છે. તેથી 'વિદ્યાર્થી' આન્દોલનની રચના વિશાળ પાયા પર થવી જોઇએ અને કોઇ પણ હિસાબે એ આન્દોલન સાંપ્રદાયિક તો ન જ બનવું જોઇએ. ' આ એમની સલાહ વિદ્યાર્થી સમાજના કાર્યકરો તેમજ સામાન્ય સભ્યોએ હમેશાં ધ્યાન રાખવી જોઇએ. ખરા રસ્તે જવા માટે અને શોષણ અથવા ગેર દોરવણીકથી અલિપ્ત રહેવા માટે તેમણે હમેશા વિવેક બુદ્ધિવાલા, જાગૃત અને સમગ્ર દૃષ્ટિવાળા રહેવું જોઇએ. એમણે ' વિચ્છેદક વૃત્તિઓ અને અર્થહીન સાંપ્રદાયિક સંઘ સામે લડવાની ' જરૂર પર યોગ્ય ભાર મૂકયો છે.

આ શબ્દોમાં તેઓ ધ્યેયનું પ્રતિપાદન કરે છે, તેને પહોંચવાના માર્ગોનો નિર્દેષ કરે છે, સાથે માર્ગમાં આવતી મુશ્કેલીઓ પણ બતાવે છે અને રાષ્ટ્રીય, આંતરરાષ્ટ્રીય અને ઐતિહાસીક પરિસ્થિતિનું નીરૂપણ કરે છે અને છેવટે તે માટે કાર્ય કરવા માટે વિદ્યાર્થીઓને આહવાન આપે છે. આ પ્રમાણે કરેલું કાર્ય સંગીન, બુદ્ધિયુક્ત અને ફળદાયી નીવડે છે: એ પડકાર છેલ્લે આપે છે તેથી અમે પણ એ ટાંકી આહિ આટકીશું : " આજે આપણા બધા ઉપર અને ખાસ કરીને તમે વિદ્યાર્થીઓ ઉપર મહાન જવાબદારી આવી પડી છે, કારણ કે અંતે તો પ્રાન્તીય, રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય પ્રવૃત્તિઓનો ભાર વહન કરવાનું કામ તમારા પર જ આવી પડવાનું છે. "

---

અ. વા. દેસાઇએ, લોયલ પ્રીન્ટીંગ પ્રેસ, ૧૩–૧૯ હમામ સ્ટ્રીટ, કોટ, મુંબાઇમાં છાપ્યું અને સામ મી. નેકસતખાને, [illegible] હિંદીસ્તાં પ્રકાશન, ૨૩/૨, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ, માટે પ્રસિદ્ધ કર્યું.

# યુવાનોનો બોજ

---

**કેટકેટલા પ્રશ્નો !**—મારે તમારી સમક્ષ કયા ચોક્કસ વિષય ઉપર બોલવું એ પ્રશ્ન મને મૂંઝવી રહ્યો છે. મારી મૂંઝવણ વિચારોના અભાવમાંથી નહિ પણ વિચારોના અતિરેકમાંથી જન્મી છે. હું ન્યાય ન આપી શકું એટલા બધા વિષયો છણાવટ માગી રહ્યા છે. વિદ્યાર્થી આલમ ઉપર દૃષ્ટિ દોડાવો, હિન્દની અથવા દુનિયાની યુવક સૃષ્ટિ ઉપર નજર ફેરવો, રાષ્ટ્રિય પ્રશ્નો અથવા તો આંતરરાષ્ટ્રિય પ્રશ્નો વિચારો—જ્યાં જોશો ત્યાં થોકબંધ પ્રશ્નો જવાબ માગતા ઊભા છે અને આ જવાબ કયા છે તે શોધી કાઢવાનું કામ આપણું છે. પણ આ જવાબ શોધી કાઢવાનો આપણે પ્રયત્ન આદરીએ તે પહેલાં આપણે આપણો પ્રશ્ન બરાબર સમજી લેવાનો છે અને એની સ્પષ્ટ વ્યાખ્યા આપણી નજર સમક્ષ રાખી દેવાની છે. તમને અજાયબી તો થશે, પણ હું તમને જણાવી દઉં કે, ઘણી વાર, આપણા વિવિધ પ્રશ્નોના જવાબો જાણતા હોવાનો દાવો કરનારા આપણામાંના ઘણા, જે પ્રશ્નોના જવાબો પોતાને જડી ગયા હોવાનું ધારે છે તે પ્રશ્નો કેવા પ્રકારના છે તે જાણતા નથી. અરે, કેટલાક કિસ્સાઓમાં તો એ પ્રશ્નનું સ્વરૂપ પણ નક્કી થયેલું નથી જણાતું. આપણે તો જાણે પ્રશ્ન ઘડાયા પહેલાં જ એનો જવાબ શોધી કાઢ્યાનો સંતોષ માનતા હોઈએ છીએ. આ બેહૂદું છે એ દેખીતું છે.

**વિચારની જરૂર**—બીજા શબ્દોમાં કહું તો, આપણા પ્રશ્નની વાસ્તવિક છણાવટ કર્યા વિના તથા એ પ્રશ્ન શો છે અને એનો જવાબ કેવો હોવો જોઈએ તે વિચાર્યા વિના, લાગણીવશ નિર્ણય પર પહોંચી જઈએ છીએ કારણ કે એ આપણને ભાવી જતો લાગે છે. આવું

બનવું કેટલેક અંશે સ્વાભાવિક ગણાય, કારણ કે સામાન્ય શક્તિનો માનવ બહુ તર્કબદ્ધ, વિવેકબુદ્ધિપૂર્વકની અને યોગ્યા-યોગ્યતાનો ખ્યાલ રાખનારી વિચારસરણી ધરાવતો નથી. સામાન્ય સ્ત્રી કે પુરુષ પોતાના હૃદયમાં ઉદ્ભવતી ચોક્કસ ઊર્મિઓને આધારે વર્તે છે અને પછી કદાચ પાછળથી એમને તર્કબદ્ધ વિચાર-સરણીના વાઘા પહેરાવીને યોગ્ય ઠરાવવાનો પ્રયત્ન આદરે છે. પણ આ દૃષ્ટિ કોઇ પણ કાળે ઇષ્ટ નથી, તો પછી જેઓ પોતાને વિદ્યાર્થી કહેવડાવે છે, તેમને માટે તો યોગ્ય કેમ જ કહેવાય? વિદ્યાર્થી જીવન એ જીવનનો એવો તબક્કો છે કે જ્યારે વિવિધ પ્રશ્નોની સ્ફુરણા થતી હોય છે. આ પ્રશ્નોનું સ્વરૂપ રીતસર નક્કી કરીને અને એના ઉપર વિચાર ચલાવીને એનો જવાબ શોધવાનો વિદ્યાર્થીઓએ પ્રયત્ન કરવાનો છે. વિદ્યાર્થી જીવનની આ જ વિશિષ્ટતા છે, કારણ કે એક બાજુ તમે બાળપણ વટાવી ચૂકયા છો અને તર્કશુદ્ધ રીતે વિચાર ન કરવા માટે પંકાયલી યુવાનીમાં પ્રવેશી ચૂક્યા છો. બીજી બાજુ તમે કોઇ જીવનકાર્યમાં ડૂબી જઇ પ્રૌઢતા પણ પ્રાપ્ત કરી નથી. અને તમે કોઇ વિશિષ્ટ પ્રવૃત્તિમાં પ્રાણ પરોવ્યો નથી તેથીજ તમને વિચાર કરવાનો અને વિવિધ વસ્તુઓની તૂલના કરવાનો જોઇતો સમય મળી રહે છે.

**વિચારસૃષ્ટિને ઉંબરે**—આથી જીવનને ઉંબરે ઊભેલા તમને તો એક દૃષ્ટિએ, વિચારસૃષ્ટિના પ્રવેશદ્વારે ઊભેલા પણ કહી શકાય. અને ઉંબરા ઉપરના તમારા એ સ્થળનો તમે ઉપયોગ નહિ કરશો તો તમે જીવનરૂપી ઘરમાં પ્રવેશી તો શકશો જ પણ કદાચ તમને એમ લાગ્યા કરશે કે વિચાર કરીને વિવિધ પ્રશ્નોનું નિરાકરણ આણવાની તક તમે ગુમાવી દીધી છે. અને એક દૃષ્ટિએ જોતાં તમે વાસ્તવિક જીવન જીવી રહ્યા હો તોપણ તમારે વિદ્યાર્થી અવસ્થામાં કેળવેલા દૃષ્ટિકોણથી જ જોવાની ટેવ જીવનમાં મોડે સુધી જાળવી રાખવી જોઇએ. શાળાઓ અને મહાવિદ્યાલયોમાં તમે ઝાઝું નહિ શીખી શકો એ તો દેખીતું છે. જો તમારે ઝાઝું શીખવું હોય તો શાળાઓ અને મહાવિદ્યાલયો છોડ્યા પછી પણ તમારે તમારું

શિક્ષણ ચાલુ રાખવું જોઇએ. શાળાઓ અને મહાવિદ્યાલયો તો વ્યકિત-ઓના મનમાં ચોક્કસ પ્રકારની પાર્શ્વભૂમિકા જ ઉત્પન્ન કરે છે, મગજને ચોક્કસ પ્રકારની તાલીમ આપે છે અને બહુમાં બહુ તો જ્ઞાનસંપાદન માટે એક પ્રકારની આદત પાડે છે. આ તાલીમ અને આ ‘ ટેવ ’નો ઉપયોગ તો પાછળથી જ થઈ શકે છે અને એ ઉપયોગ વડે જ જ્ઞાનસંપાદન કરી શકાય છે. આવી રીતે જ્ઞાન સંપાદન કરનારો વિશ્વને સ્પર્શતી બાબતોમાં પોતાનો અસરકારક હિસ્સો પુરાવી શકે છે.

**આત્મશિક્ષણ**—જો હું મારી અંગત વાત કરું તો શાળા અને વિશ્વવિદ્યાલયમાં હું એક સામાન્ય કોટીનો વિદ્યાર્થી હતો એમ મારું માનવું છે. અભ્યાસની દૃષ્ટિએ ગણીએ તો મારી સપાટી સામાન્ય કોટિના વિદ્યાર્થી કરતાં જરાક ઊંચી આવે. પણ મને યાદ છે ત્યાં સુધી તો હું શાળા કે વિશ્વ-વિદ્યાલયમાં ઝાઝું શીખ્યો જ નહોતો. મારું ઘણું ખરું શિક્ષણ તો મને એ પછી જ મળ્યું છે. આત્મશિક્ષણ, સ્વાધ્યાય પાછળ મેં તનતોડ મહેનત કરી હતી. એની મેળે જ કાંઈ મને એ પ્રાપ્ત થયાં નહોતાં. તમે તનતોડ મહેનત કર્યા સિવાય કાંઈ પણ સિદ્ધિ પ્રાપ્ત કરવા ધારતા હો, કાંઈ પણ કાર્ય પાર ઉતારવા ધારતા હો, તો તે તમારી ગંભીર ભૂલ છે.

આ ઉપરથી તમને માલૂમ પડશે કે, હું જે કાંઈ શીખ્યો છું તે શાળા છોડયા પછી જ શીખ્યો છું અને તે પણ તનતોડ મહેનત કરીને. સદ્ભાગ્યે મને ઇષ્ટ કામ કરવાનું મળી ગયું હતું. મને જે તક પ્રાપ્ત થઈ હતી તે બધાંને પ્રાપ્ત થતી નથી એ વાત પણ ખરી છે: આ તક તે, જેલની અવિચ્છિન્ન શાન્તિમાં, વર્ષો સુધી અભ્યાસ કરવાની તક. અને માત્ર જેલમાં જ નહિ પણ જેલની બહાર પણ, મારું જીવન અત્યંત વ્યવસાયી હોવા છતાં, અદ્યતન વિચારસરણી સાથે, પુસ્તકો સાથે અને સાહિત્ય સાથે ચાલુ સંપર્ક રાખવા જેટલો સમય તો હું હંમેશ મેળવી જ લઉં છું. મારે પાછળ નથી રહી જવું, મારે તો આગળ વધી રહેલાં વિશ્વનાં કદમમાં કદમ મિલાવીને ચાલવું છે. વિવિધ વસ્તુઓ સમજવા જેટલી માનસિક સજાવટ મારે કરી લેવી છે, અને વિશ્વના

પ્રશ્નોનો અભ્યાસ કરી શકું એટલી શક્તિ મારે કેળવવી છે. એથી આજે પણ કેટલેક અંશે મેં વિદ્યાર્થીના દૃષ્ટિબિન્દુથી વિચાર કરવાની ટેવ જાળવી રાખી છે. મેં તમને જણાવી તો દીધું જ છે કે, શાળા અથવા કૉલેજમાં હું ઝાઝું શીખ્યો નહોતો. આમ છતાં એ શાળા અને એ કૉલેજમાં મને જ્ઞાન પ્રાપ્ત કરવાની પદ્ધતિની તાલીમ મળી અને આત્મશિક્ષણની ટેવ હું કેળવી શક્યો, એ દૃષ્ટિએ તો હું એ શાળા અને એ કૉલેજમાં ઘણું શીખ્યો કહેવાઉં. આ સામાન્ય વિધાનો હું આજે તમારી સમક્ષ રજુ કરી રહ્યો છું તે પણ સહેતુક છે.

**સંકુચિત દૃષ્ટિકોણ**—હું આ પ્રશ્નો અને બીજા પ્રશ્નોની છણાવટના માર્ગ પરત્વેના, સર્વસામાન્ય દૃષ્ટિકોણ ઉપર ભાર મૂકી રહ્યો છું તેનું કારણ એ છે કે, ઘણી વાર કોઇ ચોક્કસ પ્રશ્નની છણાવટ માટેનો તમારો દૃષ્ટિકોણ સંકુચિત હોવાનું મને જણાયું છે. એવું પણ બને કે જ્યારે તમે માત્ર એક જ પ્રશ્નનો નિકાલ કરવા બેઠા હો ત્યારે આ સંકુચિત દૃષ્ટિકોણ તમને મદદકર્તા થઇ પણ પડે; એની મદદ વડે તમે એકાદ ઠરાવ પણ પસાર કરાવી જાઓ અને તમારા ઇષ્ટ હેતુ માટે લાગતા વળગતાઓમાં ઉત્સાહ પણ પ્રેરી શકો. પણ જ્યાં સુધી તમારો દૃષ્ટિકોણ વિશાળ થાય નહિ ત્યાં સુધી તમે કોઈ અમુક એક પ્રશ્નોની બરોબર રીતે ન્યાય નહિ આપી શકો.

**બ્રિટિશ શાહીવાદ**—બ્રિટિશ શાહીવાદ, એ દુનિયાના બધા શાહીવાદોમાં, સૌથી વધુ મહાન અને સૌથી વધુ બળવાન શાહીવાદ છે. આમ છતાં ઇતિહાસના લાંબા દૃષ્ટિબિન્દુથી જોઇએ તો એ શાહીવાદનું અવસાન થઇ ચૂક્યું છે. ઇતિહાસની ભાષામાં બોલીએ તો બ્રિટિશ શાહીવાદ એ મૃતઃપ્રાય થયેલી વસ્તુ છે, જોકે વાસ્તવિક રીતે એ પાંચ, દસ, બાર કે પંદર વર્ષ કદાચ જીવે પણ ખરો. એ કેટલાં વર્ષ જીવશે તેની મને ખબર નથી. પરંતુ કહેવાનો મુદ્દો એ છે કે, ઇતિહાસની નજરે જોતાં એ મરતી જતી ચીજ છે. એનામાં થોડીક જે અંતર્ગત ગતિ બાકી રહેલી છે તેનાથી એ કદાચ થોડો વખત ચાલશે, પણ વિરોધી તત્વો સામે ટકી રહેવાનો એનો જુસ્સો મરી પરવાર્યો છે. એને બળ આપતા

ભૌતિક સાધનો એના હાથમાંથી ઝૂંટવાઈ ગયાં છે. બ્રિટિશ શાહીવાદ આજે આપણને દબાવી શકે એમ કે આપણને આઝાદી પ્રાપ્ત કરતા અટકાવી શકે એમ નથી. આજે આપણે એ શાહીવાદને સામનો કરવા જેટલા સમર્થ થઈ ચૂક્યા છીએ.

**સાંપ્રદાયિકતાથી બચજો**—મને લાગે છે કે એવો સ્પષ્ટ નિર્ણય તો તમારે કરવો જ જોઈએ કે, વિદ્યાર્થી આન્દોલનની રચના વિશાળ પાયા પર થવી જોઈએ અને કોઈ પણ હિસાબે એ આન્દોલન સાંપ્રદાયિક તો ન જ બનવું જોઈએ. આપણા હિન્દમાં વિવિધ વિચારસરણીઓ, વિવિધ સૈધ્ધાન્તિક પક્ષો અસ્તિત્વ ધરાવે છે. સિદ્ધાંત અને વિચાર અંગે અથડામણો પણ ઘણી વાર થતી હોય છે. આમાંની કેટલીક અથડામણોનું પ્રતિબિંબ વિદ્યાર્થી આન્દોલનમાં પડે એ પણ ખરું. હું તમને આવી અથડામણો અંગે નિરુત્સાહ કરવા પણ નહી પ્રેરાઉં. માત્ર એક જ પ્રકારના સિધ્ધાન્તના અભ્યાસ માટે વિદ્યાર્થીઓમાં જુદી જુદી સંસ્થાઓ હોઈ શકે અને છે પણ ખરી. તમે માહોમાંહે ચર્ચા જરૂર કરી શકો અને આવી ચર્ચા માટે વિશિષ્ટ પ્રકારનાં જૂથો પણ જરૂર સ્થાપી શકો.

પણ જ્યારે તમે વિદ્યાર્થીઓનો એક મોરચો રચવા માગતા હો, વિદ્યાર્થીઓનું એક મહામંડળ ઘડવા માંગતા હો, ત્યારે તમારું ક્ષેત્ર સંકુચિત બનાવી દો. એ તમને નહીં પાલવે. તમારાથી વિરુદ્ધ મંતવ્યો ધરાવનારને તમે તમારા ક્ષેત્રમાંથી બાકાત ન જ રાખી શકો. તમે જો એમ કરો તો એ તદ્દન ખોટું ગણાય. એમ થવાથી તમારું સમગ્ર ધ્યાન પરસ્પરના વિવાદો ઉપર જ કેંદ્રિત થશે અને પરિણામે તમે નબળા બનશો, તમારામાં કડવાશ ઊભી થશે તથા અંતે તમે છિન્ન-ભિન્ન થઈ જશો.

**જરા વધારે ઊંડા ઊતરો**—તમને એની બરાબર ખબર છે કે, હિન્દમાં, આપણા રાજકારણના દેહને અને આપણાં જાહેર જીવનને છિન્ન-વિચ્છિન્ન અને ચૂંથોંપૂંથો કરી નાખનારાં ઘણાં બળો અસ્તિત્વ ધરાવે

છે. આ વિચ્છેદક વૃત્તિઓ સામે લડવાનું કામ આપણા બધાનું—ખાસ કરીને યુવકો અને યુવતીઓનું છે. આ વિચ્છેદક વૃત્તિનો જો તમારા આન્દોલનમાં વિકાસ થવા દેશો તો તમે વિભક્તતા અને છિન્નભિન્નતાનો એક નર્યો દાખલો જ દુનિયા સમક્ષ રજુ કરશો. પણ આ વસ્તુ ઇષ્ટ નથી. હિન્દમાં અને આખી દુનિયામાં આજે અસાધારણ પ્રશ્નો અસ્તિત્વ ધરાવે છે.

તમે ઠરાવો પસાર કરો છો. ફાશીવાદવિરોધી અને શાહીવાદવિરોધી ઠરાવો, શાન્તિ માટેના ઠરાવો, સ્વાતંત્ર્ય માટેના ઠરાવો અને બીજા એવા ઠરાવો તમે જાહેર કરો છો. પણ આ બધા ઠરાવોની ભૂમિકા તમારામાંથી કેટલા સમજે છે તેની મને ખબર નથી. આ ઠરાવો માત્ર સારા દેખાય છે એટલે જ તેની તરફેણમાં મત આપનારા કેટલા છે તેની મને જાણ નથી, અને એ ઠરાવોની માત્ર અસ્પષ્ટ ઝાંખીથી દોરાઇને એને સ્વીકારનારા કેટલા છે તેની મને માહિતી નથી. આ ઠરાવોની ભૂમિકાની સ્પષ્ટ પિછાન તમારામાંથી કેટલાને છે? કેટલાએ એ ભૂમિકાનું પૃથક્કરણ કરી જોયું છે? મને ભય રહે છે કે એવાઓની સંખ્યા ઝાઝી નહિ હોય. જો તમે હજી સ્પષ્ટતાપૂર્વક પૃથક્કરણ નહિ કરી શકયા હો તો તેથી કાંઇ શરમાવાની જરૂર નથી, કારણ કે આજે તો આખી દુનિયાનાં કોકડાં એટલાં ભયંકર રીતે ગૂંચવાયલાં છે કે એનો સ્પષ્ટ ખ્યાલ મેળવવો ખરેખર મુશ્કેલ છે. પણ સ્પષ્ટ પૃથક્કરણ વિના ચલાવી લેવાની વૃત્તિથી તો દૂર રહેવું જ જોઇએ. તમે જો એમ ધારતા હો કે માત્ર ઠરાવો પસાર કરીને જ તમે અનિષ્ટ તત્ત્વોની દુઃખદ દશાનો નાશ કરી શકશો, તો તમે તમારી જાતને તથા આ બધા પ્રશ્નોને ભારે અન્યાય કરી રહ્યા છો. તમે વિવિધ ઠરાવો પસાર કરો તે યોગ્ય જ છે, કારણકે એ ઠરાવો પસાર કરવામાંથી જ એના વિષે વિચાર કરવાની વૃત્તિ તમારામાં જાગે છે, અને એક વાર વિચારની ઘટમાળ તમારા મગજમાં ગબડવા માંડે તે પછી એના જબ્બર આઘાત–પ્રત્યાઘાતો તમારા માનસમાં, તમારા જીવનમાં અને તમારી પ્રવૃત્તિઓમાં પડ્યા સિવાય રહેશે નહિ. હું તો તમારા મનમાં એ

ઠસાવવા માગુ છું કે, આપણામાંના ઘણા ખરા, કોઈ પણ પ્રશ્નનો ઊંડાણથી અથવા સમગ્ર રીતે વિચાર કર્યા વિના ઉતાવળિયા નિર્ણયો બાંધી દેવાને ટેવાએલા છીએ. આ પ્રવૃત્તિથી આપણે દૂર રહેવું જોઇએ. આપણે વધારે ઊંડા ઊતરવાનો પ્રયત્ન કરવો જોઇએ.

આપણા જાહેર જીવનમાં આપણા કોમી નેતાઓ જે પદ્ધતિએ દાખલ કરી રહ્યા છે તે ખરેખર મારા હૃદયમાં ભારે વેદના જન્માવી રહી છે. આ પદ્ધતિઓ આપણા જાહેર જીવનની આખી રૂખને હાનિ પહોંચાડયા વિના રહે એમ નથી. જાહેર જીવનમાં પણ આપણે અમુક ધોરણો રાખવાનાં હોય છે. જો આપણે અમને ફગાવી દઇશું તો તેમાં નુકસાન આપણને જ છે. આપણે માની લઇએ કે કોંગ્રેસ અથવા તો બીજી કોઇ પણ સંસ્થા પોતાના દૃષ્ટિબિન્દુમાં તદ્દન ખોટી છે. પણ એ સાચી હોય કે ખોટી હોય, પણ જો આપણે આપણું જાહેર જીવન ટકાવી રાખવું હશે, અને એ જાહેર જીવનના અંગ સમી ગણાતી એવી જે ડહાપણ તથા જવાબદારીની ભાવના તે પણ વત્તે ઓછે અંશે ટકાવી રાખવી હશે, તો આપણે શિષ્ટાચારનાં ચોક્કસ ધોરણ અનુસાર જ વર્તન કરવાનું રહેશે. પણ મને કહેતાં ખેદ થાય છે કે, આપણી કોમી સંસ્થાઓમાંથી આ શિષ્ટાચારનું ધોરણ ઉત્તરોત્તર અદૃશ્ય થતું જાય છે. અલબત્ત, એક સમય તો એવો આવશે જ જ્યારે આ કડવાશ દૂર થઈ ગઈ હશે અને પૂર્વગ્રહો, આવેશયે તથા બીજા કારણોને લઈને કોઈ સંસ્થાઓમાં જઈ ભરાયલા ઘણા શિષ્ટ માણસોને પોતે શું કહે છે તેનું ભાન થશે અને આપણી પડખે આવીને ઊભા રહેશે. આ વિશે મને જરા પણ શંકા નથી.

હિન્દુ વિદ્યાર્થી મંડળ અથવા મુસ્લીમ વિદ્યાર્થી મંડળની વાત કરવી કેવળ અર્થહીન છે. એના કરતાં વધારે અર્થહીન વસ્તુ મારી કલ્પનામાં પણ નથી આવતી. કોઇ કારખાના મુસ્લીમ કામદાર સંઘ, કે હિન્દુ કામદાર સંઘ સ્થાપવાની વાત પણ મને એવી જ અર્થહીન લાગે છે. અરે, એ તો અર્થહીનતાની પરિસીમા છે.

**વિભાગીકરણની વૃત્તિ**—કોમી પ્રશ્નમાં વિભાગીકરણની વિચિત્ર વૃત્તિ રહેલી છે અને આ વૃત્તિ વિકાસ પામી રહી છે તેને લીધે આપણી રાષ્ટ્રિય હરોળમાં વધારેને વધારે પ્રમાણમાં ભાગલા પડી રહ્યા છે. પણ આ વૃત્તિ વિશાળ દૃષ્ટિએ જોતાં આપણાં રાષ્ટ્રિય આન્દોલનને નિર્બળ બનાવવામાં શક્તિમાન નથી થઇ એ હકીકત તો સત્ય છે. આમ છતાં એ હકીકત પણ સત્ય છે કે, આ કોમી વૃત્તિનો જે વિકાસ થઇ રહ્યો છે તે ખરેખર ખેદજનક છે.

કોંગ્રેસના વિકાસનાં શરૂઆતનાં વર્ષોમાં પસાર થયેલા ઠરાવોની ભાષા ઘણી સખત હતી, હવે જે ઠરાવો પસાર થાય છે તેની ભાષા સરખામણીમાં હળવી છે. આ વલણ કુદરતી જ છે. કોંગ્રેસે પ્રાપ્ત કરેલાં બળનું એ પરિણામ છે. શરૂઆતનાં વર્ષો દરમ્યાન પસાર કરવામાં આવેલા ઠરાવો આન્દોલન જગાડવા માટેના ઠરાવો હતા હમણાંના ઠરાવો વધારે હળવી અને સરળ વાણીમાં રચાયા છે. પરિણામે તે વધારે પ્રતિભાસંપન્ન દેખાય છે અને એની પાછળ અમલી પગલાંનું પીઠબળ પણ રહેલું છે. શરૂઆતના ઠરાવો તો વત્તેઓછે અંશે "બૂમબરાડા" સમા ઠરાવો હતા. આજના ઠરાવો જવાબદાર સમા છે. પ્રજાના બહોળા વર્ગ ઉપર એ ઠરાવોની શી અસર થશે તેનું ભાન એ ઠરાવોના ઘડતર પાછળ દેખાય છે. કોંગ્રેસે આજે એવી પરિસ્થિતિ પ્રાપ્ત કરી છે કે જ્યારે એના તરફથી એક ઠરાવ કરવામાં આવે તો જનતા એ ઠરાવ અનુસાર કર્તવ્ય કર્યા સિવાય રહેતી નથી. અને બહારની દુનિયાને પણ ખબર છે કે, કોંગ્રેસ જ્યારે એક ઠરાવ પસાર કરે છે ત્યારે એની અંદર અમલી પગલાંનું પીઠબળ સમાયલું હોય છે જ. આથી કોઈ પણ પ્રશ્ન પરનો ઠરાવ પસાર કરતાં પહેલાં, એ પ્રશ્નની બધી આંટીઘૂંટીઓની સંપૂર્ણ છણાવટ કરવાનો તમારો પ્રથમ ધર્મ છે.

મારી દલીલોનો પ્રવાહ કઇ ચોક્કસ દિશામાં વહી રહ્યો છે તે હું તમને સમજાવવા માટે આટલો બધો પ્રયત્ન કરું છું તેનું એક કારણ છે. આ દલીલોની ચકાસણીએ તમે તમારી પ્રવૃત્તિઓને, તમારી

સંસ્થાઓને ચઢાવો એવી મારી ઇચ્છા છે. એક ઊગતી પ્રજા જ્યારે સત્તા અને જવાબદારી પ્રાપ્ત કરે છે અથવા તો સત્તા અને જવાબદારી પ્રાપ્ત કરવાની ઘડી સુધી આવી પહોંચે છે, ત્યારે એ પ્રજામાં જે ફેરફારો આવી પડે છે તેનું વાસ્તવિક મૂલ્યાંકન ઘણાને હોતું નથી, અને તેથી જ મેં તમારી સમક્ષ આ દલીલો મૂકી છે.

જો તમે અને હું આજે પરદેશોના પ્રવાસે નીકળીએ તો બારેક વર્ષ પહેલાં આપણે એ દેશોમાં જેવો વર્તાવ રાખતા તેના કરતાં ઘણો જુદો જ વર્તાવ આપણને રાખવો પડે. મને પોતાને તો જો કોઈ પરદેશમાં બોલવાનું પ્રાપ્ત થાય છે તો હું આજે ઘણા જ જુદા પ્રકારનો વર્તાવ કરું છું. મને યાદ છે ત્યાં સુધી તો પચ્ચીસ વર્ષ પહેલાં મારામાં ભારોભાર, કટુતા, કચવાટ અને ફરિયાદો ભરી હતી. એ વખતે હું ભાષણ કરતો તે જાણે રોદણાં રડતો હોઉં એવાં લાગતાં. મને સાંભળનારાઓમાં એને પરિણામે એક પ્રકારની સહાનુભૂતિ ઉત્પન્ન થતી. "એક પીડિત પ્રદેશનો આ પીડિત માનવી છે, એના તરફ સહાનુભૂતિ બતાવવી જોઈએ," એવી જાતની વૃત્તિમાંથી મારા શ્રોતાઓમાં મારા તરફ સહાનુભૂતિનો ઉદ્‌ભવ થતો. પણ આ સહાનુભૂતિ માત્ર ક્ષણજીવી જ નીવડતી. થોડા વખતમાં લોકો એ ભૂલી જતા અને બીજા પ્રશ્નોની વિચારણામાં લાગી જતા.

બળ અને ગૌરવ—પણ આજે તો મારે કોઈ પણ દેશમાં પ્રવચન કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે તો મારાં આજનાં અને તે વખતનાં પ્રવચનોમાં આસમાન જમીનનો તફાવત પડી જાય છે. હું આજે મારા શ્રોતાઓ સમક્ષ ફરિયાદનો એક હરફ સરખો પણ ઉચ્ચારતો નથી, રોદણાં રડતો નથી, અથવા તો સહાનુભૂતિની ભિક્ષા માગતો નથી. આજે હું મારી પાછળ રહેલા પીઠબળના ભાન સાથે પ્રવચન કરું છું. અલબત્ત હું મારા શ્રોતાઓને જણાવું તો છું જ કે, અમે અમારી આઝાદીની લડત લડી રહ્યા છીએ, લડતને અંતે અમે આઝાદી પ્રાપ્ત કરવાના છીએ અને એ લડતમાં દુનિયાનાં પ્રગતિશીલ તત્ત્વો જો અમને સહકાર આપશે

તૈયાર હોય તો એ અહંકાર અમને ખપે પણ છે. પણ સામાન્ય રીતે આજે હું એ સમગ્ર પ્રશ્નની છણાવટ સ્વાશ્રય અને સ્વબળના દૃષ્ટિકોણથી જ કરું છું. આ પછી હું દુનિયાને સ્પર્શી રહેલા પ્રશ્નોની છણાવટ કરું છું. આપણે હજી પણ ભિક્ષુકો અને માગણો જ રહ્યા છીએ, છતાં પણ હું જાણે કોઇ મોટો દાતા હોઉં એવી વલણ અખત્યાર કરું છું અને એ રીતે મને પ્રાપ્ત થયેલા નવા બળનો સચોટ ખ્યાલ મારા શ્રોતાઓના માનસ પર ઠસાવી દઉં છું. મારાં રોદણાં આ કામ નહોત કરી શકતાં .આજે તો મારા, શ્રોતાઓને ખબર પડી જાય છે કે દુનિયાની કોઇ પણ સ્વતંત્ર પ્રજાની હરોળમાં મૂકવી પડે એવી હિન્દી પ્રજા સાથે તેઓ વાત કરી રહ્યા છે.

આથી તમે પણ આ પ્રકારની વિચારસરણી અને આ પ્રકારની કાર્યપદ્ધતિ અપનાવો એવી મારી ઇચ્છા છે. એનાથી તમારામાં બળ આવશે, તમારું ગૌરવ વધશે અને એ રીતે વિચાર કરવામાંથી પેદા થતું આનુષંગિક વર્તન—તમારા વિચારનું મૂર્ત સ્વરૂપ તમને પ્રગતિને માર્ગે ઘણે દૂર સુધી લઈ જશે. બીજી કોઈ રીતે તમે એટલી ઝડપી પ્રગતિ નહિ કરી શકો.

તમે કોંગ્રેસનો જ દાખલો લો. આપણે જ્યારે ઠરાવો અને વાતોના સપાટી ઉપરથી હઠીને સંગીન કાર્યની સપાટી પર પહોંચ્યા તે વખતે કોંગ્રેસનાં સ્વરૂપમાં મોટી ક્રાન્તિ આવી ગઈ હતી. એ દાખલો બોધપાઠ રૂપ છે.

યુરોપની પરિસ્થિતિ—છેલ્લાં થોડાં વર્ષો દરમિયાન યુરોપમાં જે ઘટનાઓ બની ગઈ છે તેની [illegible] આપણા દેશના લોકો સમજી શક્યા હોય એમ મને લાગતું નથી. આ છેલ્લાં થોડાં-વર્ષો દરમ્યાન યુરોપમાં ઘણી વિચિત્ર ઘટનાઓ બની ગઈ છે, અને ઇતિહાસની દૃષ્ટિએ તો આ ઘટનાઓ ૧૯૧૪–૧૮ ના મહાવિગ્રહ કરતાં પણ વધારે મહાન અને વધારે અગત્યની નીવડે એમ છે. અલબત્ત, આ ઘટનાઓ ખુવારી અને માનવવિનાશની દૃષ્ટિએ ૧૯૧૪ ના મહાવિગ્રહ કરતાં મોટી નથી. એની મહત્તા તો

યુરોપમાં એણે આણેલા ફેરફારોના દૃષ્ટિએ વિચાર કરીએ ત્યારે જ સમજાય એમ છે. આ ઘટનાઓએ યુરોપનો આખો નકશો ફેરવી નાંખ્યો છે અને નકશાનો આ ફેરફાર હજી પણ ચાલુ જ છે. બીજું મને એમ પણ માલૂમ પડ્યું છે કે, ઇંગ્લેંડ અને ફ્રાંસ જેવા જે દેશો પોતાને હજી લોકશાહી દેશો કહેવાની ધૃષ્ટતા કરી રહ્યા છે તે દેશોની બુદ્ધિને પક્ષાઘાત લાગી ગયો છે. એ દેશોના યુવાનોની અને વૃદ્ધોની, આગળ પડતા ગણાતા બુદ્ધિમાન વર્ગોની અને રૂઢીચુસ્તો તથા પછાત વર્ગોની બુદ્ધિ કુંઠિત થઇ ગઈ છે. આ પ્રજાઓની બુદ્ધિને થયેલો પક્ષાઘાત ખરેખર વિચિત્ર છે. વિવિધ પ્રકારના પ્રશ્નોને લીધે, આ પ્રજાઓ ગૂંગળાઈ મરતી હોય એમ લાગે છે. તેમને એ પ્રશ્નોનું કાંઈ નિરાકરણ જડતું નથી એમ માલમ પડે છે.

જ્યારે જે કોઈ માનવસહજ પ્રશ્નનું નિરાકરણ કરવાનું કામ હાથે આવે તો એ નિરાકરણ તમે માત્ર અંગત રીતે ન જ કરી શકો. એ નિરાકરણ સાથે તો બીજા લાખો માનવોનો સંબંધ રહેલો હોય છે. કોઇ ચોક્કસ પ્રશ્ન માટે અમુક ચોક્કસ પ્રકારનું નિરાકરણ યોગ્ય, વાસ્તવિક અને સંપૂર્ણ છે એવો નિર્ણય તમે લાંબા વિચારને અંતે ભલે ઘડ્યો હોય, પણ એમાં શંકા એ ઊઠે છે કે, એ પ્રશ્ન સાથે સંકળાયલા બીજા લાખો માનવીઓને તમે શોધેલું નિરાકરણ માન્ય છે ખરું? તેઓ તમે કલ્પેલા માર્ગે ચાલશે ખરા? જો તેઓ એ માર્ગે ન ચાલવાના હોય તો તમે શોધેલાં નિરાકરણનો કાંઈ અર્થ રહેતો નથી, કારણ કે આપણે તો એવું નિરાકરણ શોધી કાઢવાનું છે જેનાથી દુનિયાના પ્રશ્નોનો નિકાલ થાય એટલું જ નહિ, પણ બીજી પ્રજાઓ પણ તમારા નિરાકરણની કદર કરીને એ અનુસાર વર્તન કરવાની મન્તેજારી દાખવે. જ્યારે તમે વાસ્તવિકતા સાથે સમ ખાવાનોયે સંબંધ ન ધરાવતી હોય એવી યોજનાઓ ઘડો છો ત્યારે એ યોજનાઓ નિષ્ફળ જ જાય છે, કારણ કે વાસ્તવિકતા તેમનાથી બાર ગાઉ છેટી હોય છે.

આ રીતે, આપણી સામેનું સૌથી પહેલું કામ કોઈ ચોક્કસ પ્રશ્નને બરાબર સમજી લેવાનું છે. આપણે કોઈ પણ પ્રશ્નને પૂરેપૂરો સમજી જઈએ એટલે જ એ પ્રશ્નના નિરાકરણ અંગેનું અડધું કામ તો આટોપાઈ જાય છે. એ પછી તમે પરિપૂર્ણ નિરાકરણની ખોજ પાછળ મંડી જઈ શકો છો.

**હિન્દની આઝાદી**—આપણે અત્યાર સુધી વિવિધ પ્રશ્નો વિષે અસ્પષ્ટ રીતે વાત કરી. પણ આપણી સમક્ષ આજે એક મહાન પ્રશ્ન ઉપસ્થિત થયેલો છે. આ પ્રશ્ન છે હિન્દની આઝાદીનો, હિન્દની સ્વતંત્રતાનો, હિન્દની બેકારીનો. અને એવા બીજા અસંખ્ય પ્રશ્નો આપણી આગળ છે. કેટલાક પ્રશ્નો તો જેમ આપણે ત્યાં તેમ દુનિયામાં બીજે ઠેકાણે પણ અસ્તિત્વ ધરાવતા હોય છે. એવો એક પ્રશ્ન છે લોકશાસનનો.

લોકશાસન શું છે ભલા? કોંગ્રેસ કહે છે તે મુજબ, હિન્દમાં આપણે શું સ્વતંત્ર લોકશાસિત રાજ્યતંત્ર સ્થાપવા માગીએ છીએ? લોકશાસનનો અર્થ તમે શું કરો છો? અત્યાર સુધી તો જ્યારે જ્યારે લોકશાસનની વાત લોકોએ કરી છે ત્યારે ત્યારે, ઇંગ્લેન્ડ, ફ્રાંસ અમેરીકા અને બીજા કેટલાક નાના દેશોમાં, ધારાસભાઓ વડે ચલાવવામાં આવતી અને ૧૯ મી સદીમાં ફૂલેલી ફાલેલી જે શાસનપદ્ધતિ વત્તેઓછે અંશે અસ્તિત્વમાં હોવાનું કહેવાય છે, તે શાસનપદ્ધતિનો જ ખ્યાલ મનમાં રાખીને એ વાત કરી છે. આપણાં મનમાં શું એવી જાતનું લોકશાસન છે? હવે આપણે જોયું છે કે, એવી જાતનું લોકશાસન બધે અસ્તિત્વ ધરાવતું નથી. જર્મની અને ઇટાલી જેવા દેશોમાં એ પદ્ધતિને સાવ ફેંકી દેવામાં આવી છે. રશિયા જેવા બીજા દેશમાં એક નવા જ પ્રકારની શાસનપ્રથાનાં દર્શન થઇ રહ્યાં છે. તમે આ ચીજને અને તે ચીજને વખોડતા ઠરાવો પસાર કરો છો. પણ તમને વાસ્તવિક રીતે શું જોઇએ છે તેનો તમે વિચાર કરી જોયો છે ખરો? રશિયાના વિશિષ્ટ અર્થતંત્રના અમલને પરિણામે રશિયામાં જે કાંઇ બની રહ્યું છે તેના તરફ તમારામાંના ઘણાખરાને આકર્ષણ પણ જાગ્યું હશે. જર્મની અને ઇટાલીમાં જે કાંઇ બની રહ્યું છે તેના તરફ તમે બધા ઉગ્ર ઘૃણા અને તિરસ્કાર પણ સેવતા થઇ ગયા હશો. આ બધી “અચ્છી બાત” છે. પણ વત્તેઓછે અંશે આ માત્ર નકારાત્મક પ્રત્યાઘાતો જ કહેવાય.

પરિવર્તન આવવું જ જોઇએ—હું તમને જે સમજાવવા મથી રહ્યો છું તે એ છે કે, ઇંગ્લેન્ડ અથવા ફ્રાંસમાં ૧૯ મી સદીનાં કહેવાતા લોકશાસનનું હાલ જે સ્વરૂપ દષ્ટિગોચર થઇ રહ્યું છે તે એના પહેલાના સ્વરૂપ કરતાં ઘણું જુદું છે. આજે એ શાસન ૧૯ મી સદીનું લોકશાસન રહ્યું જ નથી. એ તો એક પરિવર્તનશીલ વસ્તુ છે. ઇંગ્લેન્ડમાં આજે ઘણા માણસો એવા નિર્ણય પર આવી ગયા છે કે ભૂતકાળમાં તેમણે જે રીતે કામ લીધું હતું એ રીતે હવે તેમનાથી કામ લેવાય એમ નથી. તેમને ખાતરી થઇ ગઇ છે કે કાંઇ પરિવર્તન આવ્યા સિવાય રહેવાનું નથી જ. આથી જ એ પ્રશ્ન તમારે સમજવાનો છે અને એનો સામનો કરવાનો છે.

હવે બીજી વાત. લોકશાસનનો સિદ્ધાન્ત તમે હિન્દને લાગુ કરો તો તે કેવી રીતે લાગુ પાડશો ? હિન્દમાં આને માટે કેવી ભૂમિકા છે ? આ બાબત અંગે વિચાર કરતાં આપણે એટલું તો કબૂલ કરવું જ પડશે કે છેલ્લાં કેટલાંયે વર્ષોથી આપણા હિન્દમાં લોકશાસનવાદની ભૂમિકા અસ્તિત્વ ધરાવતી જ નથી. લોકશાસનવાદ એ એક એવી વસ્તુ છે કે જેને અમુક પ્રકારની પ્રણાલિકાનું, અમુક પ્રકારની ટેવનું, અમુક પ્રકારની શિસ્તનું પીઠબળ જોઇએ છે. શિસ્તવિનાનું લોકશાસન જમીનદોસ્ત થયા વિના નથી રહેતું. વળી લોકશાસનનો જો અતિરેક થાય, એટલે કે કોઇ પણ પ્રકારની શિસ્ત વિનાનું સ્વચ્છન્દી લોકશાસન અસ્તિત્વમાં આવે તોપણ એમાંથી ભાગલા અને કુસંપ જન્મવાનો સંભવ છે. તો પછી આમાં સમતોલપણું શું ? આ સમતુલા શોધી કાઢવાના પ્રશ્નનું જ આજે તમારે નિરાકરણ કરવાનું છે. એ પ્રશ્ન માત્ર તમારી સમક્ષ જ નહિ પણ દુનિયાના બીજા દેશો સમક્ષ પણ ઊભો થયો છે. એ પ્રશ્ન આજે તમારી સમક્ષ, વિદ્યાર્થીસંસ્થાએ સમક્ષ, અને કોંગ્રેસ સમક્ષ ઊભો થયો છે. જો લોકશાસન અને શિસ્ત બન્ને અવિભાજ્ય હોય તો આપણે આગળ કેમ ચાલી શકીએ એ પ્રશ્ન સહેજે થાય. પણ તમારે એ યાદ રાખવું જોઇએ કે અમુક પ્રકારની શિસ્ત સિવાય લોકશાસનવાદનું અસ્તિત્વ ટકી શકે જ નહિ. આપણે તો આખી દુનિયાને માટે આઝાદી અને લોકશાસન જોઇએ છે.

સામુદાયિક સલામતી વિષે પણ રાજપુરુષોએ ઘણી ઘણી વાતો કરી નાંખી છે. પણ આજે દુનિયામાં સલામતી જેવું કાંઇ છે જ નહિ. વિશાળ દૃષ્ટિએ વિચાર કરીએ તો આ સામુદાયિક સલામતીમાંથી વિવિધ રાષ્ટ્રો વચ્ચેના વ્યવહારને અનુલક્ષીને શિસ્ત અને લોકશાસનનો સમન્વય કરે એવાં કારણો જન્મવાં જોઇએ. માત્ર આપણા રાષ્ટ્રની દૃષ્ટિએ વિચારીએ તોપણ શિસ્ત અને લોકશાસનનો સમન્વય સાધવાનો પ્રશ્ન તો આપણી સમક્ષ પણ ઊભેલો જ છે. આ સમન્વય સાધવાનું કામ મુશ્કેલ છે.

૧૯ મી સદીમાં લોકશાસનવાદ રાજકારણના પાયા ઉપર રચાયો હતો અને એને કેટલીક મર્યાદિત સફળતા પણ મળી હતી. પણ આ ૨૦ મી સદીમાં એ વસ્તુ પૂરતી થાય એમ નથીં. જો લોકશાસનવાદને આર્થિક ક્ષેત્રમાં પણ વિસ્તારવામાં ન આવે તો એ લોકશાસનવાદ તરીકે નકામો બની જશે. લોકશાસનવાદે પણ સમયના પ્રવાહ સાથે પ્રગતિ કરવાની છે. જો એ પ્રગતિ ન થઈ તો એની અધોગતિ જ થશે. હિન્દ માટે તો આ પ્રશ્ન વળી વધારે મુશ્કેલીભર્યો છે.

આજે દુનિયાની પરિસ્થિતિ ખૂબ જ અસાધારણ છે. વાતાવરણ આખું ઉત્તેજક છે. ઘણી વાર મને તમારા જેવા, મારા કરતાં ઉમ્મરમાં ઘણા જ નાના એવા યુવાનોની ઇર્ષ્યા આવે છે. તમે આ દુનિયામાં વિવિધ ઘટનાઓ બની જતી તમારી નજરે જોઈ શકશો. એમાંની ઘણી ઘટનાઓમાં તો તમારે પોતાએ પણ ભાગ લેવાનો હશે. પણ એ વસ્તુ બાજુએ રાખીએ તોપણ એટલું તો તમારે સ્વીકારવું જ રહ્યું કે આજે આપણા બધા ઉપર અને ખાસ કરીને **તમે વિદ્યાર્થીઓ** ઉપર મહાન જવાબદારી આવી પડી છે, કારણ કે અંતે તો પ્રાન્તીય, રાષ્ટ્રીય અને આંતર રાષ્ટ્રીય પ્રવૃત્તિઓનો ભાર વહન કરવાનું કામ તમારા પર જ આવી પડવાનું છે. યુવાનો અને યુવતીઓએ આ ભાર વહન કરવાનો જ છે અને એ ભાર વહન કરવા માટે તમારે તૈયાર થઇ રહેવાનું છે. તમે જો એ માટે તૈયારી નહિ રાખો તો એ વસ્તુ આપણા દેશ માટે એક કમનસીબ ઘટના બની રહેશે.

## વિજ્ઞપ્તિ

નવરચનાનું કાર્ય ખરે જ બિકટ અને ઘણું જ ભારે છે. એ માટે સર્વ પ્રકારના માણસોની જરૂર છે. એટલે દરેક જણે પોતાનો ફાળો આપવો રહ્યો.

અમે પ્રકાશક તરીકે દેશને કેમ ઉપયોગી થઈ પડીએ. એ ધ્યાનમાં રાખવાનો અમારો નમ્ર અને ચાલુ પ્રયાસ હોય છે. અમારી સમજણ પ્રમાણે એ ધ્યાનમાં રાખીને અમે અમારી પ્રવૃત્તિઓ ચલાવતા જઈએ છીએ. પણ એવો કોઈ પણ પ્રયાસના વધુ સારા ફળ માટે, એવા પ્રયત્નો સહકારી અને સમન્વયી હોય એ ઇચ્છવા યોગ્ય છે. જનતાનો થોડો સહકાર અમને અમારા કાર્યમાં ઘણોજ મદદરૂપ થઈ પડશે. તેથી તે માટે અમે એમની પાસે તે માટે અપીલ કરીએ છીએ.

હિંદુસ્તાન એ મુખ્યત્વે ગામડાઓનું હિંદુસ્તાન છે. તેથી કોઈપણ, તેના નામને ન્યાય આપનારી રાષ્ટ્રીય પ્રવૃત્તિ ગ્રામવાસીઓને લાભદાયી હોવી જોઈએ. અમારાં પ્રકાશનો તેમને તુરત પુગે એ આશયથી અમે નીચે પ્રમાણેની **ગ્રામ સેવા યોજના** ઘડી છે.

હવેથી અમારાં પ્રકાશનો ગુજરાતીમાં પણ થશે. આ પુસ્તિકા તેની પહેલી છે. શહેરમાં રહેનારા પ્રજાજનોની એ તો ફરજ જ છે કે તેઓએ ગામડાં પ્રત્યેનું તેઓનું મોટું ઋણ ચુકવવું જોઈએ. તેથી અમને લાગે છે કે તેઓએ આ ગુજરાતી પ્રકાશનો પોતાના ખર્ચે ગામડાઓમાં મોકલવાં જોઈએ. એમને ઠીક લાગે તો પોતે જે ગામડાંમાંથી આવ્યા હોય તેને પહેલી પસંદગી આપે.

આ કાર્ય વ્યવસ્થિત રીતે થાય એ માટે જે ગામડાંઓમાં આવાં પુસ્તકો જવાનાં હોય તે અમારી જાણમાં હોવાં જોઈએ

તેથી જેઓ અમને અમારી આ યોજનામાં મદદ કરવા ઇચ્છતા હોય તેઓએ પોતાના નામ અને ઠેકાણાં, જે ગામડામાં આ સાહિત્ય મોકલવા ઇચ્છતા હોય તેમાં રહેતા કોઈ શખ્સ અથવા સંસ્થાનું નામ તેમજ તાલુકાનું નામ અમને જણાવવું. જ્યારે નવું પ્રકાશન બહાર પડે ત્યારે તેને માટે નો ફરી ફરીને થતો ટપાલ ખર્ચનો બચાવ થાય તે માટે અમારી સૂચના છે કે તેઓએ રૂા. ૫) મોકલી પોતાનું નામ નોંધાવી લેવું જેથી જે ગામડામાં તેઓ તે મોકલવા ઇચ્છતા હોય તેનું નામ અમારી પુસ્તક મોકલવાની યાદીમાં નોંધાઈ જાય. આમ એક કરતાં વધુ ગામડામાં પણ તેની વૃત્તિવાળા મોકલાવે એ વિશેષ વિનંતિ છે. આ રકમ ખલાસ થવે તેનો વિગતવાર હિસાબ તેમને મોકલવામાં આવશે.

આ દરેકનું કાર્ય છે, તુરત કરવા જેવું. અમે ખાસ કરીને વિદ્યાર્થીઓને આ રચનાત્મક કાર્યમાં પોતાનો યોગ્ય ફાળો આપવા પ્રાર્થના કરીએ છીએ રાષ્ટ્રીય સેવાની આ એક તક છે જે દરેકના વખત, શક્તિ અને પૈસાનો ખ્યાલ કરતાં શક્ય છે.

